# विपदंश परिहार.

(વૈદ્યશાસ્ત્ર સમ્મત અને અનુભવસિદ્ધ.)

રચનાર

**અંકુશ રામચંદ્ર ગાડેકર.**

आवृत्ति बीजी.

પ્રગટ કરનાર

**ગણપત લક્ષ્મણ ચવ્હાણ.**

સ્વદેશપ્રકાશ પ્રેસ.



સન ૧૮૮૭.

કિંમત બે આના.

# પ્રસ્તાવના.

---

વિષારી પ્રાણીઓથી થતી અસહ્ય વેદના મટાડવાને અનેક ઉપાયો આર્યવૈદ્યક શાસ્ત્રમાં દર્શાવ્યા છે.. જે આપણા ઉપર થોડો ઉપકાર નથી. જો મૂલ્યવાન ઉપચારો સંસ્કૃત સરખી પ્રૌઢભાષામાં અને મૂલ્યવાન પુસ્તકોમાં હોવાથી સાંપ્રતકાળની પ્રજા તેથી બેનશીબ રહે, એ સ્વાભાવિક છે. આ સર્વ વાતનો વિચાર કરી **વિષદંશ પરિહાર** નામક આ લઘુ પોથીની પ્રથમાવૃત્તિ પ્રવર્ત્તાવનારે શ્રમ લઇ આર્વાચીન કાળમાં અચ્છી સેવા બજાવી છે, એમ કોઇ પણ કબુલ કરશે. તેમણે તે સબએ વિષયો સંક્ષેપે, સહેલી ભાષામાં ને નાહનાં ગામડામાંથી પણ ઔષધીની વસ્તુ મળી શકે તેવીજ દર્શાવવાની યોજના આ લઘુ ગ્રંથમાં કરી છે. શહેર કરતાં ગામડાના લોકોને ખેતિવાડી વગેરે પ્રસંગમાં આવવાનો, અને કુદરતિ રીતે વિષારી પ્રાણીઓના પંજામાં સપડાવાનો સંભવ વિશેષ છે; અગર જો કે મોટા શહેરમાં પણ તે નથીજ એમ તો કહેવાશેજ નહી.

પ્રથમાવૃત્તિની તમામ પ્રતો ટુંક મુદતમાં ખપી જવાથી, પ્રસિદ્ધકર્તાની પરવાનગી મેળવી આ બીજી આવૃત્તિ કેટલાક મિત્રોની ખાસ ફરમાસથી ઘટતા સુધારા વધારા સાથે બહાર પાડવામાં આવી છે. આશા છે કે સર્વ સુજ્ઞજનો પ્રીતિપૂર્વક તેનો સ્વીકાર કરી, પોતાના ઘરબારમાં એક મૂલ્યવાન વસ્તુ તરીકે સંભાળી રાખવાની યોજના કરશે.

**પ્રગટ કરનાર.**

3380

# વિષદંશપરિહાર.

એટલે

# ઝેરી ડંખના ઉપાય.

---

## વિંછિનો ડંખ.

આ વેદનાથી પીડિત થતા મનુષ્યે ઉપાય કરવા તેની વીગતઃ—

**ઉપાય પહેલો**—વિંછિએ જે જગ્યાપર ડંખ માર્યો હોય, તે ઠેકાણે કાંદો ચીરીને મસળવો એટલે તરતજ પીડ થતી બંધ થશે.

**ઉપાય બીજો**—વિંછિએ ડંખ મારેલી જગ્યાપર ચોખ્ખું મધ, પીડા બંધ થતાં સુધી ચોળ્યાજ કરવું. એ મધ જેમ ચોખ્ખું હશે તેમ જલદી લાગુ થશે.

**ઉપાય ત્રીજો**—લોઢાની પળીમાં તેલને કડકડાવીને આકડાનો પાલો બારીક વાટી, તેમાં મેળવવો ને પછી તરત તેનો ડામ ડંખ ઉપર દેવો. એમ ચાર પાંચ વાર કર્યાથી ઝેર ઉતરી જશે.

## સાપનો ડંખ.

**ઉપાય પહેલો**—મીઠી એરડી અથવા દિવેલીનાં પાતરાનો રસ એક વાઇન ગ્લાસ અથવા મોટા ચાર ચમચા જેટલો લઇ, સુમારે એક ચમચો પાણી મેળવી પાઇ દેવું; પાતરાં

વાટી તેની લુગદી ડંખની જગાપર ચોળ્યા કરવી. ચોળતી વખતે ડંખવાળો ભાગ અંગારની પાસે રાખવો. દસ મિનિટમાં ઉલટી આવે નહીં, તો પાછો પેલોજ રસ સુમારે અરધો વાઇન ગ્લાસ પાઇ દેવો. પછી ઘણું કરી બીજી વેળાએ તે આપવો પડશે નહી. પેહેલી વખતે પાયું કે તરત ઉલટી થશે, અને ઝેરી લીલો પદાર્થ બહાર આવશે. એમ થયું એટલે જાણવું કે ઝેર ઉતરી ગયું.

**ઉપાય બીજો**—ડંખ મારેલા માણસને, નાગરવેલીના મુળીયાં પાણીમાં ઉકાળીને પાવાં એટલે ઝેર ઉતરી જશે. આ ઉપાય સહેલો છે અને બીજા સર્વ ડંખ ઉપર પણ ચાલે છે.

**ઉપાય ત્રીજો**—આ ઉપાય દિલ્લીમાં એક અંગ્રેજ ડાક્ટરે સાપે કરડેલા માણસને લાગુ કરી સારો કર્યો હતો, એમ "દિલ્લી ગેઝેટ" ઉપરથી જણાય છે. દિલ્લીમાં એક મુલતાનીને ઘાંસ કાપતાં સાપે કરડ્યો. ડાક્ટરે તેને "લિકર આમોનિયા" (નવસાગરનો અર્ક) બ્રાંડીમાં મેળવી સુમારે દશ ટીપાં વારંવાર પાયો, અને તેને બેસવા અથવા સૂવા ન દેતાં, બીજા માણસ પાસે તેને પગે ચલાવ્યાજ કર્યો. એમ કરવાથી તે સારો થયો.

**ઉપાય ચોથો**—સાપે કરડેલા માણસને અરધો તોલો કેળના મૂળિયાંનો રસ એક એક કલાકે પાવો. તે રસ કાઢતાં તેમાં પાણી નાંખવું નહી. કરડેલી જગા ઉપર કેળનાં કુમળાં પાત્રાંને ઝીણાં વાટી દસ દસ મિનિટે લગાડ્યાં કરવાં.

**ઉપાય પાંચમો**—કરડેલા માણસને સફેદ કણેરનાં ઝાડના મૂળિયાં ઉકાળીને ડંખેલી જગાપર લગાડવાં, એટલે ઝેર તદન ઉતરી જશે.

**ઉપાય છઠો**—કંદ્ર (ઘેલા) એ વનસ્પતિ વરસાદની

મોસમમાં ઘણી ઉગે છે. એનો પાસેર રસ કાઢી તેમાં મરીના દસ દાણા વાટી કપડછાણ કરી મેળવણી કરી પાઇ દેવું. બાર વર્ષની ઉમરના માણસને નવટાંક રસમાં મરીના દશ દાણા નાંખી પાવું. પાયા પછી તે માણસના માથા ઉપર ઠંડા પાણીની ધાર કરવી, ને તે ઠંડી લાગે ત્યાં સુધી રેડવી, આથી કોઇ પણ પ્રકારના સાપનું ઝેર ઉતરે છે.

**ઉપાય.સાતમો**—ડંખેલે ઠેકાણે અરીઠાના ફીણને વારંવાર ચોળ્યા કરવાં. તેથી સાધારણ નાહના કોડીયા સર્પનાં બચ્ચાં કે ધુડિયાસાપ અથવા જળસાપ વગેરે ઝેરી જંતુઓનું વિષ થોડા વખતમાં ઉતરી જશે.

## ઊંદરનો ડંખ.

**ઉપાય પહેલો**—જાળાં ૧ તોલો, મજીઠ ૧ તોલો, હળદર ૧ તોલો, સિંધવ ૧ તોલો, એ સઘળી વસ્તુને એકઠી વાટીને ઊંદરે કરડેલી જગાપર દિવસમાં ત્રણવાર લેપ કરવો. તેથી ગમે તેવો ઝેરી ઊંદર કરડ્યો હશે, તોપણ ઝેર ઉતરી જશે.

**ઉપાય બીજો**—ગોળ અને કાળા તલ એકઠાં વાટી, આકડાના દુધમાં મેળવી ઊંદરે કરડેલી જગા ઉપર લગાડવાં.

## કાનખજુરાનો ડંખ.

**ઉપાય પહેલો**—જે ઠેકાણે કાનખજુરે ડંખ માર્યો હોય, તે જગા ઉપર મીઠાના પાણીની પોટલી મુકવી એટલે પીડા નરમ પડી જઇ આરામ જણાશે.

**કાનખજુરો કાનમાં ગયો હોય** ને તે જો બહાર નહી નિકળે તો માણસ મરી જાય છે. તે કાનમાં ગયો એમ માલમ પડતાંજ હુક્કાનું પાણી કાનમાં નાંખવું, અને પાછું કાઢવું; એમ પાંચ છ વખત કરવાથી એ બહાર નીકળી આવશે.

## કુતરો કરડયો હોય તેનો ઉપાય.

**ઉપાય પહેલો**—કુતરો કરડયો હોય તે જગા ઉપર મરચાની ચરકનો દિવસમાં ત્રણવાર લેપ કરવો. ગમે તેવો હડકાયલો કુતરો હશે, તો પણ ઝેર તેથી ઉતરી જશે.

**ઉપાય બીજો**—અઘેડાનાં મૂળ ત્રણ તોલા લઇ તેનું ચુરણ કરી તેને મધમાં દરરોજ ૧ તોલો એમ ત્રણ દિવસ સુધી ખાવું. કરડેલી જગા ઉપર કુંવારનાં પાન અને સિંધવ વાટીને લગાડવું. એ લેપ દરરોજ એકવાર, એમ ત્રણ દિવસ સુધી કરવો.

## શીયાળ કરડયું હોય

તો નાગરવેલનાં મૂળિયાંને પાણીમાં ઝીણાં વાટી કરડેલા માણસને ૧ તોલો પાવાથી તે ઉલટી કરશે, ને તેથી ઝેર ઉતરી જશે.

## વાઘકીડી કરડી હોય

તો તેથી માણસનો જીવ જતો નથી, પણ ઘણી વેદના વેઠવી પડે છે. એના ઉપર કાનખજુરો કરડવાની જે દવા કહી તે કરવાથી વેદના બંધ પડશે. એ ઉપાય બધી જાતની કીડીના ડંખ ઉપર લાગુ પડે છે.

## કરોળિયાના ડંખ

ઉપર હળદર, દારૂહળદર, મજીઠ, પતંગ, નાગકેશર, એ જણસોને સરખા પ્રમાણમાં લઇ પાણીમાં વાટીને ડંખ લાગેલી જગા ઉપર દિવસમાં ત્રણ વાર લેપ કરવો.

## માછલીના ડંખ

ઉપર મોરપીછની ધુંવાડી આપવી ને ડંખની ચારે બાજુ હળદર, ઘોડાવજ અને મરી ઉકાળી તેનો લેપ કરવો, એટલે સોજો ઉતરી જઇ સુખ થશે.

## મચ્છર, કીડી, અને લાલ કીડી, તથા જંગલી મચ્છરના ડંખ

જે માણુસને લાગ્યા હોય, તેણે તે જખમ ઉપર કીડીના દરની કાળી માટી, હરડાં, બેહેડાં ને આમળાં એકસરખાં ભેગાં કરી ગૌમૂત્રમાં ચોપડવાથી આરામ થશે.

## ગરોલીનું ઝેર.

ગરોલી ઘણું કરી ડંખ મારતી નથી, પણ તેના ચાટવાથી માણુસનાં આખાં શરીરમાં ફોડલા રૂપે ઝેર ફુટી નિકળે છે. એના ઉપર કાંદાને અથવા ડુંગળીને પાણીમાં ઉકાળી તે પાણી પાવું અને શરીરે પણ તેનોજ લેપ કરવો.

## કોઇ પણ જનાવરનાં ઝેર.

કોઇ પણ જનાવરનું ગમે તેવું ઝેર હશે, પણ તેના ઉપર મોટી ચણોઠીના મૂળિયાં છાસમાં વાટી શીકાખાઇ તથા ચાર ચણોઠીના બીયાંનો ભૂકો નાંખી પાઇ દેવું.

## દેડકાનું ઝેર.

જેને દેડકો કરડ્યો હોય તેને સરસવ નિવડુંગાના ચીડમાં વાટી લેપ કરવાથી ઝેર ઉતરી જશે.

## ભમરાનો ડંખ.

ભમરો કરડ્યો હોય તેને કાલાં અથવા ધોળા વણના છોડના પાલાસાથે વછનાગ, અને રાઇ વાટી લેપ કરવો. એ સર્વ વસ્તુ સમ ભાગે લેવી.

## સર્વ પ્રકારનાં વિષ.

**ઉપાય પહેલો**—સ્થાવર જંગમ વગેરે સર્વ પ્રકારનાં વિષ ઉપર સિંધાલુણ તથા મરી સરખે ભાગે લઇને તે બંને વસ્તુના

જેટલીજ લીંબડાની લીંબોલી લેવી. તેને બારીક વાટી મધ અને ઘી સાથે ચટાડવાથી સ્થાવર એટલે વછનાગ વગેરે ઝેરી મૂળિયાંનું અને જંગમ એટલે સર્પ વીંછી વગેરે પ્રાણીઓનું વિષ તદન ઉતરી જશે.

**ઉપાય બીજો**—કડવી દુધીનાં મૂળ અથવા પાન પાણીમાં વાટી પાવાં. એથી ઉલટી થઇ સર્વ વિષ ઉતરે છે. વિષદંશવાળા મનુષ્યને ઉલટી કરાવવા માટે પણ આ ઉપાય અકસીર છે.

**ઉપાય ત્રીજો**—સરસવનાં મૂળ, પાન, ફુલ, છાલ અને બી એ પાંચ વાના લઇ ગૌમૂત્રમાં વાટી જ્યા વિષદંશ થયો હોય તે ઠેકાણે લેપ કરવો, આ ઉપાયથી કોઇ પણ પ્રાણીના દંશથી ચઢેલું ઝેર ઉતરશે.

## સોમલનું ઝેર.

**ઉપાય પહેલો**—જેણે સોમલ ખાધું હોય, તેને દૂધ અથવા ઘી ગરમ કરીને પાવું એટલે સોમલનું વિષ ઉતરશે. પણ આ ઉપાય સોમલની સંપૂર્ણ અસર શરીરમાં થયા પેહેલાં કરવો જોઇએ.

**ઉપાય બીજો**—કોચાંની છાલ અને સફેદ કાથો એકત્ર કરી પાણીમાં વાટી, તે પાણી થોડું થોડું થોડે થોડે વખતે પાવું એટલે વિષ ઉતરશે.

**ઉપાય ત્રીજો**—જે માણસના ખાવામાં સોમલ આવ્યું હોય તેને મરી બાળી તેનો ક્વાથ પાવો.

## અફીણનું ઝેર.

**ઉપાય પહેલો**—અફિણનું વધારે ઘેન ચડવાથી સુસ્ત થયેલા માણસને એક શેર છાસમાં ૧૦ વાલ હિંગ અથવા મીંઢોલ ઘસી નાંખવી, તેને તે છાસ થોડી થોડી પાવી, એટલે અફિણ ઉતરશે.

**બીજો ઉપાય**—જેણે અફિણ ખાધું હોય તેને સફેત કાગળ પાણીમાં ઉકાળી પાવો, તેથી પણ તે ઉતરશે.

## ધંતુરાનું વિષ.

**ઉપાય પહેલો**—દૂધ તથા સાકરને એકત્ર કરી પાવું. દૂધ થંડું હોવું જોઇએ, એટલે ધંતુરાનું વિષ ઉતરશે. આ ઉપાય ધંતુરાનું વિષ પ્રસર્યા પેહેલાં કરવો જોઇએ.

**ઉપાય બીજો**—જેને ધંતુરાનો અમલ ઘણોજ ચઢ્યો હોય, તેને ચોખ્ખું તલનું તેલ અને ગરમ પાણી એકત્ર કરી પાવું, એટલે તરત ઝેર ઉતરશે. આ ઉપાયથી ઘણી ઉલટી થાય તેથી બીવું નહી.

**ઉપાય ત્રીજો.**—ધંતુરાનાં બીજ, પાન અથવા મૂળથી થતી ખરાબીને મટાડવા માટે કમળકંદનો રસ ત્રણ તોલા પાવો.

## થોરનો ઉતાર.

જે માણસના ખાવામાં થોરનું ચીડ આવી ગયું હોય, તેને લરવડની છાલનો કાઢો કરીને પાવો, એટલે પેટ અને ગળાની અંદર થતી બળતરા અને ચકરી બંધ પડશે.

## આકડાના ચીડનો ઉતાર.

જે મનુષ્યના ખાવામાં આંકડાનું ચીડ આવ્યું હોય તેમણે બે તોલા સાકર અને એક તોલો તલ અથવા ત્રણ તોલા સાકર અને બે તોલા તલ ખાવા. તેથી પેટ અને ગળામાં થતી પીડા મટી જાય છે.

## ઝેરકોચલાનું ઝેર.

**ઉપાય પહેલો**—જે માણસે ઝેરકોચલાનાં બી ખાધાં

હોય તેને ખાટી છાસમાં દોઢીયું ઉકાળી પાવું. એથી તેને તરત ઉલટી થઇને ચઢેલું વિષ ઉતરી જશે.

**ઉપાય બીજો**—કાળાં જાંબુની છાલ તોલા દશ લઇ તેને શેર પાણીમાં ઉકાળવી; અને તે લોણી આશરે પાશેર રહે તે વખતે ઉતારીને પાવું. એથી થોડા વખતમાં ગળામાં થતો શોષ બંધ થઇ સુખ થશે.

## વછનાગનું ઝેર.

**ઉપાય પહેલો**—જે માણસે વછનાગ ખાધો હોય તેને ગાયનું દૂધ ગરમ કરી પેટ પૂરતું પાવું.

**ઉપાય બીજો**—ઉપલા ઉપાયથી ગુણ નહી લાગે તો ઊંબરાની છાલનો બે તોલા રસ ઘીમાં મેળવી જરા ગરમ કરી પાઇ દેવો, એટલે વછનાગનું ઝેર ઉતરશે.

**ઉપાય ત્રીજો**—ધોળા તથા કાળા વછનાગ ઉપર મીંઢોળ ઘશીને પાવું જેથી ઉલટી થાય છે. તે એકવાર પાયાથી કદિ ન થાય તો તે બીજીવાર પાવું તેમ કર્યાથી પાંચ પચીશ વાર ઉલટી થઇ ગળા તથા આંતરડાંમાં આવતો ઉચ્છાળો અનુક્રમે બંધ પડશે. આના ઉપર કેટલાએક વૈદ્યો ઘી અથવા દૂધ પાયછે પરંતુ તે બંને ઉપાયોમાં ઘી પાવું એ વધારે સરસ છે, કેમકે તેથી તરતજ ઉલટી થશે. આ શિવાય પેહેલો કહેલો મીંઢોળ ખાવાનો ઉપચાર પણ અસરકારક છે.

## નેપાલાનો ઉતાર.

જે માણસના ખાવામાં નેપાલો આવ્યો હોય તેને ઘોડાવજ બાળી તેની રાખ મધ સાથે ચટાડવી. તેનું પ્રમાણ એક વરસથી પાંચ વરસના બાળકને અરધો તોલો અને મોટી ઊમરના

માણુસને તોલા બે સુધી ચટાડવી; તેથી પેટ અને ગળાની અંદર થતી બળતરા થોડા વખતમાં શાંત થાય છે.

## નસોતરનો ઉતાર.

જે માણસે નસોતરનો રેચ લીધો હોય અને તે હદથી ઝાઝું ખવાણુ હોય અથવા ભુલથી કોઇ ઔષધને બદલે ખવાણું હોય અને તેથી થતા ઝાડા તથા પેટમાં થતું અસુખ વધારે જણાય તે વખતે ધોળા બાવળની છાલનો કાઢો તોલા પાંચ સુધી પાવો તેમ કરવાથી આરામ થાય છે.

## હરતાલનું ઝેર.

જે માણુસના પેટમાં હરતાલ ગઇ હોય, તેને તરતજ ઉલટી કરાવવી; ઉલટી ન થાય તો તાંબાનો પૈસો ઉકાલી તે પાણી પાવું. પછી પાસેર દૂધમાં એક તોલો બેદાણા નાંખી પાઇ દેવું.

## જંગાલનું ઝેર.

જે માણુસના ખાવામાં જંગાલ આવ્યું હોય તેને ૧ાા શેર દૂધમાં ૫ તોલા ઘી અને ૫ તોલા સાકર નાખી પાવું.

## રસકપુરનું ઝેર.

રસકપુર ખાવામાં આવ્યો હોય તો તેને ઉલટી થાય ત્યાં સુધી ઘી પાવું, એટલે તેનું ઝેર ઉતરશે.

## સિંદુરનું ઝેર.

**ઉપાય પહેલો**—૨ તોલા લિંબુના રસમાં ૨ તોલા સાકર નાખી તે પાઇ દેવું.

**ઉપાય બીજો**—ઉપલા ઉપાયથી જો ગુણ નહી થાય તો ચણોઠીનો પાલો દરરોજ અરધા તોલા પ્રમાણે સાત દિવસ પાવો.

ચૂનાથી થતી જખમી ઉપર હળદર લગાડવી એટલે તેથી થયેલું આળુ રૂઝાઇ જાય છે.

## કેરોસીન અથવા ગ્યાસનું તેલ ખાવાથી થતી ખરાબી.

એ તેલ કદાચિત્ નાના બાળકો તથા મોટી ઉમ્મરના માણસના પીવામાં આવે તો તેને તરતજ સારા ગુંદરનું નવટાંક પાણી પાવું; પછી પાસેર દૂધ પાવું. અથવા તેલ પેટમાં ગયાની સાથે મીઠા તેલના કોગળા ભરી ભરી થુંક્યા કરવું, એટલે મોઢામ ફોલ્લા થાશે નહી. ગુંદર અને દૂધ મળતાં વાર લાગે એમ હોય તો ઉપલો પદાર્થ અને ત્યાં સુધી મીઠા તેલનો ઘુંટડો પાવો. બાદ ઉપલો ઉપાય કરવો.

## માંખી, મચ્છર, ડાંસ, ઉંદર, ઘુસ, સર્પ વગેરે ઝેરી પ્રાણીનો નાશક ઉપાય.

भल्लातकफलं मुस्ता कपिकच्छफलं गुडः ।
रालःसिद्धार्थ एतेषां चूर्णधूप प्रभावतः ॥
मशका मत्कुणाःसर्पा मूषका विषकीटकाः ।
गृहं मुक्त्वा पलायंते यथा युद्धेषु कातराः ॥

**ભાવાર્થ**—ભીલામું, નાગરમોથ, કૌવચની સિંગ, રાળ, ગોળ અને સરસ એટલે ધોળી રાઇ આ જણસોને સરખે ભાગે લઇ, બારીક કુટી તેની ગોળી કરવી અને તેને અગ્નિમાં નાંખી ધૂપ કરવો. તેનો વાસ જનાવરોને આવતાંજ યુદ્ધમાં ઘાયલ થયેલા મનુષ્ય પ્રમાણે તે નાસી જશે. આ ઉપાય ઘણો સહેલો છે..



# સૂચના.

---

આ ચોપડી "સ્વદેશપ્રકાશ" છાપખાનું, ગુલાલવાડી જગજીવનકીકા સ્ટ્રીટ, ઘર નંબર ૮૪, તથા બધા જાણીતા બુક સેલરો પાસેથી વેચાતી મળશે.

દેશાવરો તથા મુંબઇખાતે એજંટો થવાની જેની મરજી હોય તેને ઉપલે સરનામે પોસ્ટપેડ કાગળ બોડવા. વધુ વીગત મળવેથી સમજાશે.

સજ્જન ગૃહસ્થોને વિનતિ કરૂં છું કે, આ પુસ્તક સંબંધી અનુભવસિદ્ધ ઉપાય હોય તો કૃપા કરી પોસ્ટપેડ કાગળથી લખી જણાવવું.

